ગુજરાતી

# ચોથી ચોપડીના અર્થ

વ્યાકરણ તથા કવિતાના અનવય સાથે

---

બનાવનાર તથા પ્રસિદ્ધ કરનાર

ઈશ્વરલાલ માહાસુખ,

અમદાવાદ નંબર ૦ ૨ જાની નિશાળમાં

૧ લો આસીસ્ટંટ.

---

આવૃત્તિ પેહેલી.

અમદાવાદ

છાપનાર "ગુજરાત યુનિયન પ્રેસ" નો માલેક

વાડીલાલ દલીચંદ

માણિકચોક આગળ કાગદીઓળમાં ઘા૦ મોતી

દલીચંદનું મકાન.

સને ૧૮૭૧—સંવત ૧૯૨૭.

કિંમત રૂ૦-૩-૬

ગુજરાતી

# ચોથી ચોપડીના અર્થ

## પાઠ ૧ લો.

મંડાવીસું-શરૂ કરાવીસું. (ક્રિ)

ગમશે-પસંદ પડશે. (ક્રિ)

સુંદર-સારી, મજાની. (વિ)

નવરા-કામથી પરવારેલા, ધંધા વગરના. (ક્રિ૦વિ૦)

પશું-પાંખવાળા પશું. (ના)

સરજ્યું-પેદા કીધું. (ક્રિ)

## પાઠ ૨ જો.

જગત-દુનિઆં. (ના)

હડીઅર-હરણના, જેવું જાનવર. (ના)

ગરૂડ-ગરૂડપક્ષી. (ના)

ધવ-ધોધવા, પ્રવાહ. (ના)

વસે છે-રહે છે. (ક્રી)

કોતર-ગુફા. (ના)

અવાજ-સાદ, ઘાંટો. (ના)

ઝોળો-છાલ... (ના)

પાલીઆ-ખરાબ. (વિ)

ગાંદા-આળસી, કાહેલી (વિ)

### પાઠ ૩ જો.

પ્રાર્થના-સ્મરણ, સ્તુતી. (ના)

સંસાર-દુનિયાં, પૃથ્વી. (ના)

પર્વત-મોટા પાહાડો. (ના)

જોમ-જોર. (ના)

દાતાર-આપનાર. (ના)

પ્રાણીઆ-જીવ, જીવડો. (ના)

હરવું-ફરવું, એન કરવું. (કૃ)

સોભીતા-સારા, રૂપાળા. (વિ)

સોમ-ચંદ્ર. (ના)

રચ્યા-બનાવ્યા. (કૃ)

### પાઠ ૪ થો.

પરગજુ-પારકાપર દયા રાખનાર. (ના)

ઢેબરાં-રોટલા. (ના)

ભો-ભીક. (ના)

અધમુઓ-અર્ધો મુએલો (વિ)

કળલાં-પુળીઆની ભારીઓ. (ના)

### પાઠ ૫ મો.

વાવ-નાનું સરોવર. (ના)

આપડીઆં-અડબડીઆં, ગોથાં ખાતો. (ના)

મૂંઝતો-દેખતો. (ક્રિ)
કુખીજાય-કુખી જવું તે. (ક્રિ)
કાખ-બગલ. (ના)
ટેકો-આધાર. (ના)
ખોડંગતો-લંગડાતો.

પાઠ ૬ ઠો.

આપ-શક્તિ. (ના)
જંગલ-રાન. (ના)
આડોઅવળો-આઘો પાછો. (વિ)
ભટક્યો-આથડ્યો. (ક્રિ)
પોકેપોક-બુમેબુમ. (અ)

પાઠ ૭ મો.

લુટવું-ખુચી, લેવું. (ક્રિ)
મનસુબો-વિચાર.(ના)
અટકળ-આસરા (ના)
પરોણગત-પરોણા, ચાકરી. (ના)
ઘટારત-લાયક. (વિ)
બૂમ-પોકાર. (ના)

પાઠ ૮ મો.

ભોજન-જમણાનું, જમણ (ના)
ભજીયાં-ચણાના લોટના થાય છે તે. (ના)
વર્ણન-વાત, હકીકત. (ના)

કમોદ-ઉંચી જાતના ચોખા. (ના)

પકવાન-ભાતભાતના પકવાન. (ના)

વડી-ચોળાની દાળની થાપ છે તે. (ના)

પૂરણપોળી-વેડમી. (ના)

કચોરી-ઘારી જેવું. (ના)

સુણજો-સાંભળજો. (ક્રિ)

પાઠ ૯ મો.

આંબો-કેરીનું ઝાડ. (ના)

મરવા-નાની કેરી. (ના)

કાછીઓ-તરકારી વેચનારો. (ના)

શાખો-પાકવાપર આવેલી કેરી. (ના)

આફુસ-કલમ-બંને જાતની કેરી મુંબઈમાં બારે
માસ મળે છે. (ના)

ચોર-હાલે ચાલે નહીં. (ના)

મોર-આંબાના ફુલ. (ના)

પાઠ ૧૦ મો.

આજ્ઞા-હુકમ. (ના)

સંભાળ-ખબરદાસ. (ના)

ધર્મ-રીત, ઉપકાર. (ના)

પાડ-ગુણ, ઉપકાર. (ના)

ભોગવવું-વાપરવું. (ક્રિ)

બહેતો-અવેજ, સારૂં. (ના)

આભાર-ગુણ. (ના)

ભુડાં-ખરાબ. (વિ)

### પાઠ ૧૧ મો.

પરખવું-શોધવું, પારખવું. (ક્રિ)

ખિકિકરૂં-ચંતા વગરનું. (વિ)

કાપર-હેરાન. (ના)

ઠરતા-થોભતા. (ક્રિ)

પૂરો-બરાબર. (વિ)

સરમાતો-લજવાતો. (ક્રિ)

### પાઠ ૧૨ મો.

ગુરૂજી-મેહેતાજી. (ના)

સમીસાંજ-સંધ્યાકાળ. (ના)

પાય-પગ. (ના)

ભવારો-ખકખકાટ. (ના)

ગવાળો-ગાંસડો. (ના)

ધારો-કાયદો. (ના)

### પાઠ ૧૩ મો.

આરો-છેડો. (ના)

માંકડો-રાતા મોનો વાંદરો. (ના)

સંગ-સંગાત. (ના)

પીતા-બાપ, તાત. (ના)

પ્રકાશવું-તેજ, કરવું. (ક્રિ)

માતા-મા, માજી. (ના)

રૂપ-કાંનતી. (ના)

પુત્ર-છોકરો. (ના)

કર્મ-નસીબ. (ના)

ઠોઠ-મુરખ. (વિ)

વડો-મોટી. (વિ)

ટાળો-મુકી દો. (ક્રિ)

**પાઠ ૧૪ મો.**

કમાયો-પેદા કીધું. (ક્રિ)

પત-પતીજ, ભરોસો. (ના)

સાટું-બંદોબસ્ત, કરાર. (ના)

ઉજાણી-મીજબાની. (ના)

છેતરયા-ઠગ્યા. (ક્રિ)

**પાઠ ૧૫ મો**

દેવ-ઇશ્વર. (ના)

ગાડીવાન-ગાડી હાકનારો. (ના)

અંત-અરે. (ના)

ઉદ્યમ-મેહેનત, ધંધો. (ના)

વગડો-વન, રાન. (ના)

આકણો-ચોટી જાય એવું.

વાટ-રાહ. (ના) (વિ)

મૂરખ-બેવકુફ. (વિ)

## પાઠ ૧૬ મો.

કેળ–કેળનું ઝાડ. (ના.)

તાપોડીયાં–ખાસડીયાં. (ના)

સોનેરી–પાતળી છાલના ટુંકા કેળાં. (ના)

મથાળે–ટોચે (ના)

## પાઠ ૧૭ મો.

નીળ–કાળો વાંદરો. (ના.)

તાપ–ગરમી. (ના)

ફાળ–ફલંગ. (ના.)

વળગી–ખાઝી. (ક્રૂ)

લાગ–દાવ. (ના)

બેટ–ટાપુ (ના.)

## પાઠ ૧૮ મો.

દાનત–નીષ્ટા. (ના)

તરસ–સોપ. (ના)

નિરાંતે–ચેનથી. (ના)

ભાગ–હિસ્સો. (વિ)

કપાળે–નસિબે (ના)

## પાઠ ૧૯ મો.

ભીંત–દીવાલ (ના.)

ઉકળતું–ઉનું થતું (ક્રૂ)

મહા–મોટું. (વિ.)

માનવું- કબુલ કરવું (ક્રિ)
ઉગરવું-બચવું (ક્રિ.)

**પાઠ ૨૦ મો.**

ઉનામણી-ઉનો. (ના)
ચોટ-દાવ. (ના.)
ડોળવું-ચુંથાવું. (કૃ)
તત્કાળ-તરત (ક્રિ૦વિ૦)
અંજાઇ-તમર ખાઈ. (કૃ)
વિનાશ-નાશ. (ના)

**પાઠ ૨૧ મો.**

સાચો-ખરો. (વિ૦)
વર્ગ-સરખુ શીખનાર છોકરાની હાર. (ના.)
ભોગજોગ-એકાએક (વિ)
નંબર-આંકડો. (ના.)
સાંભરવું-યાદ આવવું. (ક્રિ.)
ધારો-કાયદો. (ના.)

**પાઠ ૨૨ મો.**

ટેબલ-મેજ. (ના.)
સાંભરચા- યાદ આવ્યા (ક્રિ)
પડપૂછ-તજવીજ. (ના)

**પાઠ ૨૩ મો.**

આળ-તોહોમત (ના.)

નવાઇ-અચરતી. (ના) નિત્ય-રોજ. (ના)
વાંક-તકસીર. (ના) સૂઝે-ચેન પડે. (ક્રિ)

પાઠ ૨૪ મો.

પંચાત-ચુકાદો. (ના) પહલાં-છાપડા (ના)
આવકાર-આદરમાન (ના) ન્યાય-ફેંસલો (ના)
ઇનસાફ-ચુકાદો. (ક્રિ)

પાઠ ૨૫ મો.

પ્રાણી-જીવવાળા. (ના) આટક્યાળા-આડાં. (વિ)
ઉન-ગેટાના બાલ. (ના) ફેર-તફાવત (ના)
વાળ-વાળની માળા. (ના)

પાઠ ૨૬ મો.

રૂંવાંટી-ઝીણાં ઝીણા વાળ (ના)
રૂપાળા-શોભિતા. (વિ) સુંવાળા-નરમ. (વિ)
ધડુ-જાડા ઉમાસવાળા. (વિ) ચીરા-સાફ. (વિ)

પાઠ ૨૭ મો.

હેત-પ્રીત. (ના) અનર્થ-નુકશાન. (ના)
ગલોલ-ગોફણી (ના) સમે-વખતે (ના)
ઓરવું-નાંખવું (ક્રિ) ડરી-બીહીને (ક્રૃ)

પાઠ ૨૮ મો

પચ-આંટા (ના) મશ્કરી-મજાક (વિ)
આદર-પાથરવાની પીછોડી (ના)
સંકુજો-સંચો. (ના)

## પાઠ ૨૯ મો.

ગુગળાવું-અકળાવું (ક્રિ)    કાતવું-સુતર કાઢવું (ક્રિ)
વેઠવું-ખમવું સેહેવું (ક્રિ)
આટી-સુતરનું ગોળ ગુચળું (ના)
તાંત-બકરાના માસની દોરી (ના)
વેપારી-રોજગાર કરનાર (ના)
પૂણી-રૂના ગાળાને સળીપર વાળી લાંબો આકાર કરેલો તે (ના)    વણકર-વણનારા લોકો (ના)
મળસકું-સહવાર (ના)    રંગરેજ-રંગારો (ના)
સુતરીઓ-સુતરનો ખરીદ કરનાર (ના)
કસુંબી-રાતી (વિ)

## પાઠ ૩૦ મો.

ઓળખાણ-પીછાન. (ના)    ચળકાટ-ઝળકાટ. (વિ)
ઓચિંતો-એકાએક. (વિ)
ચાંચવો-કોદાળી જેવું હથીઆર (ના)
અવાજ-સાદ. (ના)    ગભરાયો-અકળાયો. (ક્રિ)
ખીખાધીબ-એક પછી એક. (ક્રિ૦વિ૦અ૦)

## પાઠ ૩૧ મો.

ભગડી-હાળસી, રણી (ના)    ચીપ-નાની પટી. (ના)
કાનસ-રેતડી (ના)
જતરડો-કાણાં કાણાંવાળું હથીઆર (ના)
વેધ-ડોંગ (ના)    મુસ-ગાળવાનો સંચો. (ના)

નોખા-જુદા. (વિ)

## પાઠ ૩૨ મો.

નિર્દય-ઘાતકી ખુની (ના)

અપલક્ષણ-ખરાબ ટેવ (ના)

સલાહ-વિચાર. (ના) જુઠાણું-જુઠું (ના)

નીચ-હલકો તુચ્છ-(વિ)

## પાઠ ૩૩ મો.

તકાવવું-ધારી રેહેવું. (ક્રિ) છલંગ-કુદકો (ના)

માચી-નાની પીઠ વગરની ખુરસી (ના)

ગારા-અનગારા (ના) સાચવવું-સંભાળવું. (ક્રિ)

વાસ-સોડમ, સુગંધ (ના)

## પાઠ ૩૪ મો

ઉગારવું-બચાવવું. (ક્રિ) આકાર-ઘાટ. (ના)

ખુશામત-વારે વારે કરગરીને કેહેવું. (ના)

ચેતાવે-ખબર આપે (ક્રિ)

## પાઠ ૩૫ મો.

હોજ-ટાંકી. (ના) ધોરી નસ-ધોરી રગ. (ના)

હૃદય-અંતઃકરણ. (ના) દાતરડું-ઘાસ કાપવાનું (ના)

કાપણી-લણવું, અનાજ કાપવાનું કામ. (ના)

મૂઢ-ઠોઠ, અણઘડ. (વિ) સાવચેતી-હોશીઆરી.(ના)

## પાઠ ૩૬ મો.

મુખ્ય-મોટું (વિ) સાંઠા-અનાજના લાંબા સોટા.(ના)

ટોચ-મથાળું. (ના)  કૃપા-મેહેરબાની (ના)
વીતવું-થવું બનવું માથે પડવું (ક્રૃ)  જથાબંધ-સામટું (વિ)
મજબુત-જોરાવર. (વિ)

## પાઠ ૩૭ મો.

જગ કર્તા-જગતનો બનાવનાર (નામ)  પ્રૌઢ-મોટા (ના)
હય-ઘોડો (ના)  વાહન-ગાડી ઘોડા વગેરે બેસ (ના)
વાનું (ના)  વૈમાન-સ્વર્ગની ચાળ (ના)
સાજ-સામાન (ના)  માનવી-માણસ (ના)

## પાઠ ૩૮ મો.

ચિથાં-રેસા (ના)  ટઠી, ઝાવલી વાડ. (ના)
ઝાવલી-ગુથેલી ટઠી (ના)  ચિંથા રેસાવાળુ (ના)
કોપરેલ-કોપરેલ તેલ (ના)  કેફ-નીશા (નામ)
બગાડ-ખરાબ (વિ)

## પાઠ ૩૯ મો.

કાસદ-ખેપીઓ (ના)  બંબાવાળો-બંબો રાખનાર (ના)
બેભાન-ભાન વગરનો (ના)
મધરાત-વચલીરાત (વિ)  સુમારે-આસરે (ક્રિ૦વિ૦અ૦)
ઊંકયા-ખખડાવ્યા (ક્રૃ)  ફડાફડ-જલદીથી (ક્રિ૦વિ૦)

## પાઠ ૪૦ મો

જાગૃત્તી-ભાન (ના)  શૂર-બહાદુરી (ના)
બુમો-પોકાર ઘાંટા (ના)  ગાંડા-દીવાના (ના)

કમાડ—બારણાં (ના)

## પાઠ ૪૧ મો.

ધડાકો— મોટો અવાજ (ના)
ભેગા—એકઠાં (ક્રિ) ચોમેર આસપાસ (વિ)
લાગ—દાવ તક (ના) લાહે—આગ. (ના)
અગ્નીશુધ—આખું. (વિ)

## પાઠ ૪૨ મો.

ઉઘરાણું—માગતું એકઠું કરવું. (ના)
દીપ—વાદી. (ના) હરખાઈને—ખુશી થઈને (કૃ)
પાધરોજ—સીધો. (ક્રિ૦વિ૦અ૦)
ખરેખરી—સાચે સાચી (વિ)
જવાહિર—હીરા માણેક વીગરે (ના)
દરબાર—કચેરી. (ના) ઝાડો—તપાસ. (ના)
તપાસ—તજવીજ. (ના) સાક્ષી—સાહેદી (ના)
અસર—ફળ, પરિણામ (ના) ફકીર—સાંઇ (ના)
ખોડું—લંગડું. )વિ) લાદ્યુંછે—નાંખ્યુ છે. (ક્રિ)

## પાઠ ૪૩ મો

જાદુગર—જાદુ મંત્ર જાણનાર (ના)
શાબાશી—માન. (નામ)
અનુમાન—અટકળ. (ના) સજા—શિક્ષા (નામ)
રમૂજ—ગમત, મજા. (ના)

## પાઠ ૪૪ મો.

આકડો-ઝાડનું નામ (ના)
મળતા-સરખા (ક્રિ૦વિ૦અ૦)    ફાટ-ચીરો (નામ)
છેક-ઘણું (વિ)    ખોટી-જુઠી (વિ)
અડે-અડકે. (ક્રિ)

## પાઠ ૪૫ મો.

ઢેંઢા-ગેટાં. (ના)    ચપળ-હોશીઆર. (વિ)
ડરેલ-ખશી નહી જાય તેવાં. (ક્રિ૦વિ૦અ૦)
ધીમો-ટાઢો. (વિ)    ઠોકરાય-ઠોકર ખાય તે. (કૃ)

## પાઠ ૪૬ મો

ગુણવાળી-ફાયદાવાળી (ના)
શીંગાળી-શીંગડાવાળી. (ના)    ખડ-ઘાસ. (ના)
પગાળી-પગ વાળી (ના)

## પાઠ ૪૭ મો

ઘટ-કુમાસવાળું, જાડું. (વિ)
ગોકળગાય-કીડીની માફક ચાલનાર ધીમો જીવડો. (ના)
લાચાર-ગરીબ, કંગાળ. (વિ)    ઊરમ-ઉનના (વિ)
ગરદન-ડોક. (ના)    લબડેછે-લટકે છે. (ક્રિ)

## પાઠ ૪૮ મો

ગાજવીજ-ગડગડાટ. (ના)    વેગ-જોસ્સો (ના)
વાયુ-પવન, વા. (ના)
મોજા-જુઆળના પાણીનાં ફીણવાળા મોટા ખડકા (ના)

ઝળકારો-ચમકારો (ના)    ઠઠારો-આડંબર (ના)

### પાઠ ૪૯ મો

વચન-કબુલત. (ના)    આંચ-એબ. (ના).

ભભરાવીને-નાંખીને (ક્રિ૦વિ૦અ૦)

બંધાવું-કબુલ થવું (કૃ)

### પાઠ ૫૦ મો

ઉપાય-ઈલાજ. (ના)

ભડકો-મોટું બળતું (ના)    મસળી-ચોળીને (કૃ)

લપેટી-વીંટાળી. (કૃ)    પોસો-ખોબો (ના)

રસોઈ-જમવાનું (ના)    માટી-મોટાડી (ના)

સહીસલામત-ક્ષેમ કુશળ. (વિ)

### પાઠ ૫૧ મો

નાળચું-નળી નળ, (ના)

અકળીફાંફળી-ગભરાય, આકળી. (ક્રિ)

લક્ષણ-ગુણ, ટેવ: (ના)    ભીજવે-ભીનાળે. (કૃ)

જુગતી-તદબીર, હીકમત (ના) અણગમતું-નાપસંદ. (વિ)

ઈચ્છા-મરજી, ખુશી. (ના)    ગણકારે-યત્ન કરે. (કૃ)

ફાળ-કુદકો ફલંગ. (ના)

### પાઠ ૫૨ મો

નજીક-પાસે. (વિ)    લાડે-ગેલ કરે. (કૃ)

પરગામ-પારકે, ગામ. (વિ)    સાદ-અવાજ થાટો (ના)

વાહાલ-હેત, પ્યાર. (ના)    સંભારે-યાદ કરે. (ક્રિ)

### પાઠ ૫૩ મો

સાઉડી-સિસોળીયાનું પીછાંવાળું જાનવર. (ના)
સાદા-ચિત્ર વગરનાં (વિ)   ભાર-બોજો. (ના)
ઘોરવું-ગળામાંથી, ઊંઘતાં, સાદ, કાઢવો તે.(ક્રિ)
દર-ગર્ કું, ખાડો. (ના)   રૂવાં-ઝીણું ઝીણા વાળ.(ના)
સફેદ-ધોળું ઉજળું (વિ)
બુઠું-અણી વગરનું જાડું (કૃ)   હથીઆર-ઓજાર (ના)
એકગજ-બે હાથ: બાર તસુ (વિ)
ગરબડ-તોફાન મસ્તી (ના)

### પાઠ ૫૪ મો

પ્રદક્ષિણા-આસપાસ.ફરવું (ના)   નજર-નીધા (ના)
ચપટી-એક પાસા તરફ બેઠેલા (વિ)
આધાર-ટેકો. (ના)
ઝડપ-તાકીદ ઉતાવળ. (વિ)
સ્થિર-જે હાલે ચાલે નહી તે એક જગોએ કાયમ (વિ)
પાસુ બાજુ. (ના)   ધંધો-રોજગાર, વેપાર. (ના)

### પાઠ ૫૫ મો

સમુદ્ર-દરિયો, સાગર. (ના)
ઉત્તર-ચાર દિશાનાં નામ છે (ના)
નકશો-દેશનો નમુનો ચિત્ર (ના)
ખંડ-જમીનના મોટા ભાગ: જેમાં ઘણા દેશો આવેલા
તે (નામ)

દીશા-બાજુ (ના)    ઉગમણુ-પૂર્વ દીશા (ના)
આથમણુ-પશ્ચિમ દીશા (ના)
વાંસો-પીઠ બરડો (ના)
નમુનો-મૂકાબલો, વાનગી (ના)
ભૂગોળ-પૃથ્વીનો ગોળો (ના)

પાઠ ૫૬ મો.

મથાળુ-ટોચ, ઉપલું પાસુ (ના)
કડકા-ભાગ (ના).    બેટ-ટાપુ દ્વીપ (ના)
વળગેલા-જોડાયેલા (કૃ)
અળગો-અલાયદો, જૂદો. (વિ)    અલ્પ-વમલા (વિ)

પાઠ ૫૭ મો

સ્તુતિ-સ્મરણ, પ્રાર્થના (ના)
નિર્ધન-ગરીબ, પૈસા વગરના (વિ)
બક્ષીશ-નજરાણું (ના)
સમર્થ-જોરાવર, બળવાન (ના)
અધિક-વધારે, ઘણું (ના)
યોગ્ય-ઘટારત, લાયક (વિ)    જગજીવન-જગતને જીવાડનાર ધણી, ઈશ્વર (ના)
નીતિ-રીતસર ચાલવાનું ધોરણ (ના)
નીશરૂં-નીકળવું (કૃ)    દુખીઓ-દુખીઆરો દુખી (વિ)
મુજને-મને પોતાને (સ૦)
સરજન હાર-પેદા કરનાર (ના)

કીર્તિ-નામના (ના) ઠામ-ઠેકાણું, જગો (ના)
જસ-યસ, માન, જય (ન)
ભક્તિ-ઇશ્વર પ્રાર્થના (ના) થાપ-આપ સ્થાપ (ક્રિ)
સંકટ-દુઃખ વિપતિ (ના)

પાઠ ૫૮ મો

મામલતદાર-તાલુકામાં ઉઘરાતદાર, મહેસુલ ઉઘરાવનાર (ના)
પહેરા-ચોકી (ના) કચેરી-રાજ દરબાર. (ના)
વેહે-કાણું, છિદ્ર (ના)
ઠલવાઇ-ખાલી થઇ જવું.(કૃ) માથાકૂટ-કડાકુટ. (વિ)
અજાણ્યું-પારકું (ક્રિ૦ વિ૦ અ૦)
નોંધી-લખી, ગણી. (કૃ)

પાઠ ૫૯ મો

સુમાર-અસરો, અડસટો (ના)
સાહેબ-ટોપીવાળો, યુરોપીઅન ગ્રહસ્થ (ના)
ખુન-હથીઆરવતી મારવું, કતલ કરવું. (ના)
ગીતા-ધર્મની ચોપડી. (ના)
તકરાર-રગઝક. (ના)
અપમાન- બેઆબરૂ. (ના)સીમ- હદ, મર્યાદા (ના)
ટંટો-કજીઓ, ઝઘડો (ના) સાલ-વરસ. (ના)
નીકાલ-તોડ (ના) કારકુન-મેહેતો (ના)
બમન-બ્રાહ્મણ (ના)
ઉદરસે-અહીંઆથી, ત્યાંથી (ના) ડપકો-દોષ (ના)

## પાઠ ૬૦ મો

એકાકાર–સરખી (ના)
લોટણ–ગોલાંટખાય એવા કબૂતરની જાત. (ના)
શોક–દિલગીરી, એદ (ના) પહુ–જાડાગળાવાળું કબુતર.
(ના) કલગીદાર–તોરાવાળું (ના)
શિરાજી–કલગીદાર ટોપીવાળુ કબુતર. (ના)
લક્કો–મોરની પેઠે કળા કરી નાચનારૂ કબુતર. (ના)
થરથરી–થરથર ધુજ્યાં કરે એવાં કબુતરની જાત. (ના)
ગિરેબાજ–ગોલાંટખાતું કબુતર (ના)
તરેહ રીત, યુકિત (ના)
અસમાની–ભુરૂં, વાદળી રંગનું (વિ)
લિસોટા–કાપા, લીટા. (ન)
કાસદીઆં–કાસીદુ કરનાર,સંદેશા પહોંચાડનારાં કબુતર.(ના)
કળા–પાંખ પોહોળી કરીને નાચવું તે (ના)
રળિયામણું–શોભાવતું (વિ) જોડો–સાથી, માદા (વિ)
ગોથાં–ગુલાંટ (ના) ગુલાંટ–આળોટવું તે(ના)
લોટી–ગુલાંટ ખાધી–(ના) કુંડાળું–ગોળ ચક્કર (ના)

## પાઠ ૬૧ મો.

અંગ–શરીર, શરીરનો ભાગ. (ના)
ખોપરી–માથાનું તાલકું (ના)
મગજ–ખોપરીની અંદરનો ભાગ. (ના)
ઘોબા–ઘોભા, ગુચ્છા (ના)

### પાઠ ૬૨ મો.

ફેફસું-જેણે કરીને શ્વાસ લેવાય છે તે નળી. (ના)

તાળવું-મગજ આગળનો ભાગ. (ના)

### પાઠ ૬૩ મો.

ન ધણીઆતું-માલીક વગરનું (વિ)

બીડ-ખેતર, ઘાસની જગો (ના)

### પાઠ ૬૪ મો.

ક્રુર-ઘાતકી, નિરદય (વિ)

સોગન-કસંમ (ના)

હરી-પરમેશ્વર, પ્રભુ (ના)

ઉપદેશ-બોધ (ના)

સુકૃત-સારૂ કામ (ના) વસ્ત્ર-કપડાં લૂગડાં (ના)

### પાઠ ૬૫ મો

સિક્કા-છાપ, નાણું પાડવું તે (ના)

તરછટ-તદ્દન, બીલકુલ (ના)

વળા-પધારો (ના) ભાશા-બોલી, લીપી. (ના)

અડી-દબાવવાનો સંચો, નારોના (ના)

### પાઠ ૬૬ મો.

ગાંડાઇ-નાદાની, ઘેલાઇ (ના)

પુષ્ટી-મજબુતી, ટેકો (ના)

ઊંધા-ઉલટા. (વિ) કરજ-દેવું (ના)

ગેરફાયદા- ફાયદા વગરનું. (વિ)

## પાઠ ૬૭ મો.

ગંધક-એક જાતનો પીળો રંગનો બળતો પદાર્થ (ના)
હથિઆર-ઓજાર (ના)
ભરતરનું-લોઢાનો રસ ગાળ્યાથી જે લોઢું બનેલું તે (ના)
ઘડતર-ઘડીને બનાવેલું લોઢું (ના) પોલાદ-ગજવેલ (ના)
સજ્જ-જબરૂ-મજબુત. (વિ)
બરડ-ભાગી જાય એવું (વિ) માપુ-માપનું વાસણ (ના)

## પાઠ ૬૮મો

કાટલાં-તોલ કરવાનાં માપ. (ના)
ખાંડી-વીસમણ વજનનું માપ (ના)
બડાણી- ૩૨ મણ વજનનું માપ (ન)
અધોળ-અડી રૂપીઆ ભાર (ના)
કળશી-૧૬ મણનું માપ (ના)
ગજ-૨૪ તસુનું માપ (ના)

## પાઠ ૬૯ મો.

મણીકો-મણ માપ તેવું વાસણ (ના)
તસુ-બે આંગળ (ના). વીઘાં-૨૦ વસાનું ભરત (ન)
વીસવાસી-વસાનો વીસમો ભાગ (ના)
વામ-૭ હાથ (ના) અંતર-તફાવત, ફેર (ના)
અસલ-અગાઉ, જૂનું (અ૦)
મૈલ-આસરે પોણો ગાઉ. ૫૨૮૦ ફુટ (ના)

પાઠ ૭૦ મો.

વિવેક-સલુકાઈ (ના)
મરજાદા-માન, આબરૂ (ના)
તોછડાઈ-હલકાઈ (ના)
ખરેખરૂં-બરાબર (વિ)    સલુકાઇ-ડાવકાઇ (ના)
વરતવું-ચલવું (ક્રિ)    વારચા-અટકાવ્યા (ક્રિ)

પાઠ ૭૧ મો.

નીવડ્યો-ઉછર્યો, તૈયાર થયો (ક્રિ)
પગલાં-ડગલાં, કદમ (ના)
આવકાર-આદરમાન (ના)
ધનભાગ્ય-મોટું નસીબ (વિ)
સૈરત-ધ્યાન, મન (ના)    દોરીને-ખેંચી, તેડીને (કૃ)

પાઠ ૭૨ મો

આંગણું-બારણાંનો આગલો ભાગ (ના)
વળાવવા-વદાય કરવા (કૃ)
રીતભાત-રીતસર (ના)    મજસરખુ-મારા જેવું (વિ)

પાઠ ૭૩ મો.

કકળાણ-ધુમરાણ, સોર (ના)    ઝાંડમાંડ-અમથુ (અ)
હાક-ધુમ, સાદ (ના)
બેટા-દીકરા છોકરા (ના)    ટેટ-વડના ફળ (ના)
ડાવકાઈ-સલુકાઈ ડાહાપણ (ના)

## પાઠ ૭૪ મો.

ભાઈબંધ—દોસ્તદાર, મિત્ર (ના) પાથરણું—બીછાનું (ના)
મોટ જોટા—જોટા પોચે હાથે ભરેલો તે (વિ)
ખબર અંતર—સમાચાર (ના) શરમાઈ—લજવાઈ (ક્રિ)

## પાઠ ૭૫ મો

મિત્રાચારી—દોસ્તદારી. (ના) કુશળતા—આરોગ્યપણું (ના)
કર—હાથ. (ના) આગમન—આવવાનું, પધારવાનું.(અ)
મગ્ન—ખુસ (વિ) વદે—બોલે. (ક્રિ)
મધુરી—સારી મીઠી. (વિ) કેફ—નીશો. (ના)
કપટ—દગો, છળ. (ના)

## પાઠ ૭૬ મો

કરોડ—ખરડાની વચમાનું હાડકું(ના) રક્ષણ—સંભાળ. (ના)
ઝાલર—ઝુલતી ચામડી. (ના)

## પાઠ ૭૭ મો

મોતીઆ—પાણીનો શેવાળ. (ના) મેલો—મળ. (ના)
મળસકું—વહાણું. (ના) ઠંડક—ટાઢક (ના)
તમાસો—મજા, ખેલ. (ના)

## પાઠ ૭૮ મો

ગમ—સમજ, તરફ (ના) રજ—ઝીણીરેત, ધોકું(ના)
ભડકો—બળતુ (ના) મેશ—કાજળ. (ના)
ફોરા—મોટાં ટીપાં (ના) ફરફર—ઝીણીઝીણી છાંટી (ના)

## પાઠ ૭૯ મો

દેખાડું- બતાવું (ક્રિ)   ફાંફાં-આથડીયાં (ના)
અચરજ-નવાઇ. (ના)   ઠરવું-સાબિત થવું (ક્રિ)

## પાઠ ૮૦ મો

તાલ-મજા. (ના)   શિરાઇ-સાકડા મ્હોનું વાસણ. (ના)
ગોળ-મલક. (ના)   ફાળ્યું-ચાલ્યું. (ક્રિ)
ચપચપ-તાકીદથી. (ક્રિ વિ)   ગમ્મ-રમુજ, તાલ. (ના)
તક-વખત, વેળાસર. (ના)   આગ્રહ-બળાત્કાર (ના)

## પાઠ ૮૧ મો

છકેલ-તોરવાળો, (વિ)   ખતા-ઠોકર, ઠેસ. (ના)
ભમેલ-ભટકેલા રખડેલ. (કૃ)   ગોઠીઆ-દોસ્તદાર (ના)
ભૂત-પીશાચ. (ના)   જૂગટું-જુગાર. (ના)
કપૂત-નઠારો છોકરો. (ના)

## પાઠ ૮૨ મો.

વણજારો-પોઠીપર અનાજ નાંખી વેપાર કરનારો. (ના)
પેઢી-દુકાન, વંશ. (ના)   વહેમ-સક, સંદેહ. (ના)
સગપણ-સગાઇ. (ના)

## પાઠ ૮૩ મો.

દોસ્ત-મિત્ર, ભાઇ બંધ. (ના)   ભોળો-નીકપટી. (વિ)
ગોઠવું-ચેન પડવું. (ક્રી)   પરાયું-પારકું. (વિ)
પધારજો-આવજો. (ક્રિ)   નવરાશ-ફુરસદ. (ના)
બૂમ-પોકાર. (ના)

## પાઠ ૮૪ મો.

કરતૂક—દગા ફટકાનાં કામ (ના)
મુદ્દો—સાબિતી, દાખલો. (ના)    દાવો—અખત્યાર. (ના)
સંબંધ—સગાઈ, વળગણ (ના)
ચંડાળ—પાપી માણસ. (ના)    લાજ—એબ, શરમ. (ના)
ખોટા—ભુંડા. (વિ)    સાર—મતલબ. (ના)
ઉદાસ—દિલગીર. (વિ)    સંતાપ—દુઃખ, આપદા. (ના)

## પાઠ ૮૫ મો.

સ્લેટ—પથ્થર પાટી. (ના)    છાનોમાનો—મુંગો. (વિ)
રળીઆમણો—શોભાવતો. (વિ)

## પાઠ ૮૬ મો.

ડોસી—ઘરડી બાયડી. (ના)    સાજાંતાજાં સારીપેઠે. (વિ)
ગમત—રમુજ. (ના)    અંધાપો—આંધળાપણું. (ના)
લાચાર—અનાથ, ગરીબ. (વિ)

## પાઠ ૮૭ મો

ભાગ્યવાન—નસીબવાળો. (વિ)    પીડા—દુઃખ. (ના)
શાબાસ—ધન છે. (અ)    લીસી—સુંવાળી (ના)

## પાઠ ૮૮ મો.

કબૂલત—વચન, શરત. (ના)    ઉત્તર—જવાબ. (ના)
ધૂણાવ્યું—હલાવ્યું. (ક્રિ)

## પાઠ ૮૯ મો

આશનાવાશના—સેવા ચાકરી, બરદાશ. (ના)

સદ્‌ગૃહસ્થ—સારા માણસ (ના)

ફાળ—ધાસ્કો, ફિકર. (ના) હૃદ્ય—અંતઃકરણ. (ના)

પાઠ ૯૦ મો

દશા—હાલ. (ના) અવતરે—પેદા થાય. (ક્રિ)

બાળક—છોકરૂં. (ના) કીકો—નાનો છોકરો. (ના)

સાદ—સોર. (ના)

પાઠ ૯૧ મો

અવસ્થા—હાલ, દશા. (ના)

ગાયન—ગાવાનું, રાગતાન. (ના)

બદલે—જગોએ, અવેજમાં. (અ)

ઝડપ—તાકીદ, ઉતાવળ. (ના)

પાઠ ૯૨ મો

શિખર—ટોચ, મથાળું. (ના) ચમત્કાર—અચંબો. (ના)

ક્ષેત્ર—ખેતર, તીર્થ. (ના) ઓગળેલો—પીગળેલો. (કૃ)

ધડાકો—મોટો અવાજ. (ના)

પાઠ ૯૩ મો.

નિંદા—બદગોઈ, ટીકા. (ના) ઉચ્ચરવું—બોલવું,વદવું. (ક્રિ)

ભ્રાંતિ—વેહેમ. (ના) કીર્તિવંત—નામીચું. (વિ)

કરંત—કરવું. (ક્રિ) રોષ—ગુસ્સો. (ના)

શિર—માથું મુસ્તક. (ના)

પાઠ ૯૪ મો.

હાણ—નુકશાન (ના) અવિચાર—વિચાર વગરનો (ના)

પડછાંયો-ઓળો, છાંયડો પડ્યો. (ના,
નિહાળવું-ધારી ધારીને જોવું. (ક્રિ)
વખોડવું-ખામી કાઢવી.(ક્રિ) ભરાવ-દેખાવ શોભા. (ના)
બડાઇ-મોટાઇ. (ના)

પાઠ ૯૫ મો.

નાન્યતર-નપુશક, નરે નહી, નેનારી નહી. (ના,
તિરાહિત-ત્રીજો (વિ)
સર્વનામ નામને ઠેકાણે વપરાય છે તે શબ્દ (ના)

પાઠ ૯૬ મો.

પુરૂષ-માણસ (ના) શખ્શ-માણશ (નાં)
આશામી-શખશ (ના) ગુરૂજી-મેહેતાજી (ના)
હલકા-નીચા. (વિ) ઠીક-દુરસ્ત સારૂં (ક્રિ વિ)

પાઠ ૯૭ મો

તળી-તળેનો ભાગ. (ના)
મીરજાઇ-ખડેલી ચાયનો (વિ)
પાલું-જોડાનો આગલો ભાગ. (વિ)
પિશોરી-ઉભી ચાંચનો. (વિ)
નરી-સાફ કરેલું ઉચી જાતનું ચામડું. (ના)
ચંપલ-પાલાં (વિ)
કાલબૂત-મોચાને, જોડા, ઠોકવાનું, ઓજાર. (ના)
સપાટ-પડા, (ના)
આર-જાડી, અણીવાળી સોય. (ના)

મુગલાઇ–મોગલ, લોકો પેહેરે, તે. (વિ)

પાઠ ૯૮ મો

ઉપલાવવું–ફેરવવું. (ક્રિ)        બાળ–કોર, કોરણ. (ના)

સુખતળી–માંઝર. (ના)

મેલ–કચરો (ના)        અશોક–સુખ ચેન (ના)

પાઠ ૯૯ મો

અશોક–સુખ, ચેન (ના)

પિંડ–શરીર કાયા (ના)        બીચ–વચમો (અ)

કુઠામ–નઠારી જગો (ન)        કીચ–કાદવ (ના)

બરખ–પૈસો (ના)        ગાંઠ–ગીરો બુંદ (ના)

પાઠ ૧૦૦ મો.

સાવું–પકડવું (ક્રિ)        શત્રુતાઇ–દુશ્મનાઇ (ના)

મિત્રાતાઇ–મિત્રાચારી (ના)        સદાઇ–હમેશાં (અ)

શજનાઇ–માણુશા ઉપણું (ના)

ભગવું–મેગવવું (ક્રિ)        વાશના–ખુશબો (ના)

સુખદાઇ–સુખઉપજાવનારૂ (વિ)

ઘેબ–અદેખાઇ (ના)

પાઠ ૧૦૧ મો

ખટપટ–ભાંજગડ. (ના)        ટાઢક–ઠંડક, સંતોષ. (ના)

કસ્બાઇ–ઘણી મુસલમાનની વસ્તીવાળું ગામ

મૂલ, ભાવ, કિમ્મત. (ના)        વડો–મોટો. (વિ)

લોભીઓ–લાલચુ. (વિ)

## પાઠ ૧૦૨ મો

શોધ-તપાસ. (ના)  ખાઈ-ખાડી, નાક. (ના)

મટાડી-દુર કરી. (ક્રિ)

આપમતલબી-ગરજ સારનાર. (વિ)

## પાઠ ૧૦૩ મો.

ઉજળો-સફેદ, ધોળો. (વિ)  હાટે-દુકાને. (ના)

ફીકી-નાની છોકરી. (ના)

ગલ્લો-પૈસા નાખવાનું વાસણ (ના)

ભાગ-પાંતી, હિસ્સો. (ના)

## પાઠ ૧૦૪ મો

ઝુંટવવું-ખુચી લેવું (ક્રિ)  સંતોખવું-તરપત થવું. (ક્રિ)

હરખાવું-ખુશી થવું. ક્રિ)  પુછપાછ- તજવીજ. (ના)

સોથી-સોબતી. (ના)  ખરચાય-વપરાય. (ક્રિ)

## પાઠ ૧૦૫ મો

ચોટુ-ખજાર. (ના)

ગાંધી- કરિઆણાનો વેચનાર. (ના)

## પાઠ ૧૦૬ મો.

અડપલો-અટકચાળો. (વિ)  ફાંકડો-રંગીલો (વિ)

ડારો-ધમકી. (ના)  ધીર-સબુરી. (ના)

ડબી-દાબડી. (ના)  ઝુમી-બાઝીને (ક્રૃ)

બાડાળાં-ચપટાં. (વિ)  ધુબ-ધબદઈને. (અ)

ચશ્મા-ઉપનેત્ર. (ના)

### પાઠ ૧૦૭ મો

ઘડીઆળ-વખત જોવાનું યંત્ર. (વિ)

ચિત્ર-છબી. (ના) અંતરે-છેટે. (ના)

કુંડાળું-ચકરડું. (ના)

### પાઠ ૧૦૮ મો.

બપોર-મધ્યાન (ના) નક્કી-ખચીત (અ)

મધરાત-વચલી રાત. (ના) ઝટ-તુરત, જલદી.(અ)

### પાઠ ૧૦૯ મો.

શીતળ-ઠંડો (વિ) વનસ્પતિ-લીલોતરી. (ના)

પાનખર-પાંતરા ખરે તે ઋતું (ના)

વણતેલ-તેલ વગરનું (ના) આખડાયો-પાવડીઓ (ના)

તંબોળ-પાન (ના) મલાર-રાગનું નામ. (ના)

ખેતીકાર-ખેતીવાળા. (ના) સરોવર-મોટું તળાવ. (ના)

### પાઠ ૧૧૦ મો

લણવું-કાપણી, કરવી. (ક્રિ) ફોકટ-મિથ્યા. (ક્રિ૦ વિ૦)

નચીત-બેફીકર. (અ) તાકીને-ધારીને. (કૃ)

### પાઠ૧૧૧ મો.

ધારણા-ઇચ્છા. (ના) સમાન-સરખું. (વિ)

જળ-પાણી. (ના) બળ-જોર. (ના)

### પાઠ ૧૧૨ મો

ધડકવું-ભારથી બોલવું (ક્રિ) અનુસ્વાર-મીંડું (ના)

ગણ-ત્રણ અક્ષરની ટોળી (ના)

## પાઠ ૧૧૩ મો

પ્રકાર-જાત (ના)     પિંગળ-કવિતા બનાવવાની રીત
શીખવવાની ચોપડી. (ના)

## પાઠ ૧૧૪ મો

લંબાણ-લાંબો, વિસ્તાર (ના)   વિસામો-આરામ (ના)
આરંભતા શરૂ કરતાં. (કૃ)

## પાઠ ૧૧૫ મો

વિશ્રામ-આવકાશ. (ના)
અનુપ્રાસ-મળતા ઉચ્ચાર. (ના)

## પાઠ ૧૧૬ મો.

કૌવત-જોર, બળ. (ના)     સારજી-પેદા કરી. (ક્રિ)
ફરજી-મેરાઈ (ના)

## પાઠ ૧૧૭ મો

સંપ-એક દીલ. (ના)     નૃપ-રાજા. (ના)
અમલ-હાકમી,અપીણ. (ના)   રૂચી-ભાવ. (ના)

## પાઠ ૧૧૮ મો

ખુશબોદાર-સુગંધી. (વિ)     ખાસાં-મજાના. (વિ)
શોભિતું-દેખાવડું. (વિ)     ભીંજ-ગર.(ના)

## પાઠ ૧૧૯ મો

બાદીઆન-એક જાતનો વાળો. (ના)
ભભકાદાર-ખીલતો (વિ)     ગળપણ-મીઠાસ (ના)
તમાલપત્ર-તજના પાંત્રા (ના)

પાઠ ૧૨૦ મો

શીંકડી–કોલ્હા જેવું જાનવર (ના)
અણીદાર–અણીવાળું (વિ) ખબરદાર–હોસીઆર (વિ)
ઓ-ખાઈ (ના) પહોળાઈ–ચોખાઈ (ના)
છાંટ–રંગની ભાત (ના)

પાઠ ૧૨૧ મો

સાહેબ–શીનોર (ના) શિકાર–ભક્ષ (ના)
માનવી–માણસ (ના)

પાઠ ૧૨૨ મો

કાંઠો–કીનારો, પાર (ના)
રોકવું–ઘેરવું (ક્રિ) સાગર–સમુદ્ર, દરીઓ (ના)

પાઠ ૧૨૩ મો

ચમત્કાર–અજબ ખેલ (ના) એખુ–જીવ વગરનું ખોળીઉં
વમળ–ભમરા (ના) ભરતી–પાણીનું આવવું (ના)

પાઠ ૧૨૪ મો

ડેરા–મોટા તબુ (ના) દીવાનખાનું–બેઠકનો મોટો ઓરડો (ના)
અનુંકુળ–માફક (વિ) ખુટીઓ–ખીટીઓ (ના)

પાઠ ૧૨૫ મો

કળા–હીકમત યુકતી (ના) યંત્ર–સંચો (ના)
પ્રત–નકલ (ના) શિળાછાપ–પથરાથી છાપવું (ના)
શાઈ–રૂશનાઈ (ના) ખેડોળ ખરાબ ચાલના (ના)

પાઠ ૧૨૬ મો

પ્રભુ-ઈશ્વર (ના)   કૃત્ય-કામ, કારજ(ના)

કરમાય-ચીમળાય (ક્રિ)   પદાર્થ-ચીજ, વસ્તુ (ના)

### પાઠ ૧૨૭ મો

ઝગડો-કજીઓ, ટંટો. (ના)   પરિક્ષા-તપાસ. (ના)

પંચ-પાંચ જણની ટોળી. (ના)   ઠાવકી-ડાહી. (વિ)

### પાઠ ૧૨૮ મો

ઉપરાણું-તરફદારી. (ના)   લાજતી-સરમાતી. (ક્રિ)

બેનપણી-સાહેલી (ના)   વારી-અટકાવી (ક્રિ)

### પાઠ ૧૨૯ મો.

ભેજ-ભીની હવા. (ના)

સંધિવા-હાથ પગ રહી જાય તેવો વા. (ના)

સળેખમ-મગજ ભારે થએલો (ના)

વીનવું-વીગતથી સમજવું (ક્રિ)

### પાઠ ૧૩૦ મો

નામિચો-પ્રખ્યાત. (વિ)   રણ-રેતીનું મેદાન (ના)

લેખાય-ગણાય (ક્રિ)

### પાઠ ૧૩૧ મો.

શોભાયમાન-સારૂ દેખાવવું. (વિ)

ઈલાકો-તાબાના પ્રાંત. (ના)

ધામ-ઠેકાણું, મૂકામ. (ના)

છાવણી-મૂકામ, પડાવ. (ના)

રેસીડંટ-પારકા રાજમાં રહેનાર (ના)

રાજધાની-મોટું શહેર (ના)

### પાઠ ૧૩૨ મો

વાઓડું-પવનનું તોફાન (ના) સૂઝી-માલમ પડી. (ક્રિ)
ગણો-ગાંગડો કરેલો રસ. (ના)

### પાઠ ૧૩૩ મો

બિલોરી-હાંડીની જાતનો કાચ (વિ)
બપોરી-એક જાતની રેતી (ના)
પારદર્શક-જેની આરપાર દેખાય તેવું. (વિ)
કંદીલ-કાચનું દીવા કરવાનું પ્યાલું (ના)
હાંડી-કાચનો ડબ્બો. (ના)
પાલા-કાચનું જામ ગલાસ. (ના)

### પાઠ ૧૩૪ મો.

ઉસ-સાબુ બનાવવાનો ખાર (ના)
કાંકણુ-એક જાતની બંગડી (ના)
પ્રખ્યાત-નામીચો (વિ)

### પાઠ ૧૩૫ મો

સંતોષ-આનંદ (ના) તીર-કીનારો કાંઠો (ના)
લોભ-લાલચ (ના)

### પાઠ ૧૩૬ મો

કાર-વેહેવાર (ના) પ્રૌઢી-મોટી (વિ)
હળવો-હલકો (વિ) પોસાવું-માનઆપવું (ક્રિ)
સમુળુ-બીલકુલ મુળસાથે (વિ)

ક્ષોભ-દલગીરી (ના)  મોહ-મોહોટી (વિ)
નુન્ય-ખોટ તોટો (ના)  વપુવાન-શરીરવાળો (વિ)

## પાઠ ૧૩૭ મો.

શંખ-વિષ્ણુ નાચાર (ના)  ગદા-ચાર છાપના (ના)
પદ્મ-નામ છે (ના)

## પાઠ ૧૩૮ મો.

ગુણકારી-ફાયદા (વિ)  ખજુર-ખજુરીના ફળ (ના)
સાંથવો-શીરા જેવો લચકો (ના)
પેશી-ખજુરીના ફળનો ભાગ (ના)

## પાઠ ૧૩૯ મો.

ખૂતારો-સાવરણી (ના)  નીરો-મીઠી તાડી (ના)
બેવકુફ-મુર્ખ (વિ)  સાવરણી-ખતારો (ના)
તાડી-તાડનો રસ (ના)

## પાઠ ૧૪૦ મો

રાજધાની-મોટું શેહેર (ના)
રાજનગર-રાજ ગાદીનું મોટુ શેહેર (ના)
મસીદ-મુસલમાનને નિમાજ ભણવાનું ઠેકાણું (ના)
પુસ્તકશાળા-કીતાબખાનું (ના)
વચ્ચોવચ-મધ્ય ભાગે (અ)

## પાઠ ૧૪૧ મો

ખાટીલાં-સારાં, ડોળદાર (વિ)
ટવેશાળ-લાંબુ પાહોળુ (વિ)

બંડેર-મોટા ઘર (ના)

## પાઠ ૧૪૨ મો.

ભદ્ર-કલ્યાણ,રૂડુ (ના) કારજ-કામ (ના)
મુખવાળા-મોંઢાવાળા (ના) કારમી-અજબ (વિ)
સામગ્રી-સામાન સહીત (ના) સ્કુલ-નિશાળ (ના)
સ્વર્ગ-કૈલાસ.(ના) નર્ક-પાપી લોકોને રેહેવાનો ધામ(વિ)

## પાઠ ૧૪૩ મો

બાહાદુર-હોંશીઆર (વિ)
મડમ-સાહેબ લોકની બાઈડી (ના)
વીસો-સુનો, છુટો (વિ)

## પાઠ ૧૪૪ મો

લગર-સમુદ્રના વહાણને અટકાવવાનું હથિયાર (ના)
કળતર-દુખાવો (ના) મછવો-નાની હોડી. (ના)

## પાઠ ૧૪૫ મો.

ખડો-કુકડીનું રેહેઠાણ (ના)
સપનું-સ્વપ્નું, ખુઆબ. (ના)
કબજો-ફાંસો દબાણ. (ના) સાર-મતલબ (ના)

## પાઠ ૧૪૬ મો.

ખાતર-ઘાસ, છાણ, વગેરે કોહી ગયલો કચરો. (ના)
ધરૂ-ભાતના નરૂ, નાના છોડ. (ના) કોળા-ચોડા. (ના)
ધમધોકાર-સપાટાબંધ. (અ)

## પાઠ ૧૪૭ મો.

જડ-મૂળ. (ના) ઉપણવું-ઝાટકવું, કરતર કાઢવું. (ક્રિ)
માફક-અનુકુળ. (વિ) નીંદી-સાફ કરી, ઉખેડી. (કૃ)
ખરીફ-ચોમાસાના પાકનું ધાન્ય. (ના)
રવી-શીઆળાના પાકનું ધાન્ય. (ના)

## પાઠ ૧૪૮ મો

અમીર-મોટા માણસ. (ના)
પાલણપોષણ-ગુજરાન. (ના)
નાહર-ફાડી ખાનાર જાનવર. (ના)
મસ્ત-જોરાવર. (વિ)
ઈતબારી-ભરોસાદાર (વિ)

## પાઠ ૧૪૯ મો

ગુલામ-વેચાણ લીધેલો ચાકર (ના)
ભયંકર-બીવામણો (વિ) મોતીઆ-હોસગાતર. (ના)
ઈરાદો-મનની ધારણા.

## પાઠ ૧૫૦ મો

સૂણેલો-સૂઝેલો (કૃ) આજારી-માંદો.
કરાર-આરામ (ના) કાયદો-ધારા (ના)

## પાઠ ૧૫૧ મો.

હિંસા-મારીનાંખવું. મેદાન-ખુલ્લી જગો(ના)
કમકમી-ધ્રૂજારી. (ના) ઉદાશી-દલગીર. (વિ)

## પાઠ ૧૫૨ મો

પાંસરા-સીધા (વિ)　　ઓસવી-ગોચવી (ક્રિ)

અભિમાન-હુંકાર (ના)

## પાઠ ૧૫૩ મો

બંદર-દરીઆને કાંઠે આવેલું શેહેર. (ના)

ટંગાવું-લટકી રેહેવું (ક્રિ)　　મુલ-ભાવ (ના)

## પાઠ ૧૫૪ મો

થોભ-પાર, છેડો (ના)　　તૃષ્ણા-તરસ, આતુરતા (ના)

આજિજી-કાલાવાલા (ના)

## પાઠ ૧૫૫ મો

કડાકો-અપવાસ (ના)

મણા-કસર, ખામી (ના)　　ઠાવકું-શાણું (વિ)

નિશા-ખાતરી (ના)　　ભક્ષ-શીકાર (ના)

સડપ-સપાટાબંધ (અ)　　મધુરો-મીઠો (વિ)

ચડપ-ઝડપથી (અ)　　સુર-અવાજ, સોર (ના)

## પાઠ ૧૫૬ મો.

ટટ્ટુ-નાનો ઘોડો (ના)　　ભાગ્ય-નસીબ (ના)

ડપકો-દોષ (ના)

## પાઠ ૧૫૭ મો.

ગજબ-જુલમ (ના)　　રેહેમ-દયા (ના)

ઠબકવું-અટકવું, થોભવું (ક્રિ)　　જીવાળ-જીવવાળો (ના)

પાઠ ૧૫૮ મો

કાચરી-પાંણીના શોષથી ગળે બોલાય નહી તે (ના)
લોટવો-માટીનો કુચડો (ના)

પાઠ ૧૫૯ મો

પ્રજા-રૈયત (ના) પરિવાર-વંશ કબીલો, (ના)
ધનહીણા-પૈસા વગરના (વિ) ધનવાન-તાલેવંત (વિ)
અભ્યાસ-માહાવરો (ના)

પાઠ ૧૬૦ મો

રતીપુર-જરાક- (વિ૦) આકરૂં-કપરૂં (વિ)
પરેજી-કરી (ના)
કરી-પરહેજી, ઓસડ પ્રમાણે ખાવા પીવાનું રાખવું તે (ના)
આપમત-પોતાનું ડાહાપણ (ના)

પાઠ ૧૬૧ મો

ઉપયોગ-ખપ, વાપરવું (ના) નરાજ-કોશ (ના)
સુરંગ-ખાણને ખોડી ખોદી પછી માહે દારૂ ભરી સળગાવે છે તે (ના)

પાઠ ૩ જો પરમેશ્વરની પ્રાર્થના. (૧)

એ પ્રભુ તૂ એકજ છે, તેં આખી દુનિયા નીપજાવી છે પૃથ્વી, પાણી, અને મોટા પર્વતો એ બધું તેંજ તૈયાર બનાવ્યું છે. (૧) તારા, સારા, શોભાયમાન, સુરજને વળી ચંદ્રમા, તે બધાને તેંજ બનાવ્યા છે એમાં તારૂં ભારે જોર છે. (૨) અમને જે ઘણાં જ્ઞાન ગુણો આપેલા

છે તેનો આપનાર પ્રભુ તૂંજ છે કોઈ પાપી માણસ હોય તે એ બધો તારો આભાર ભુલી જાય. (૩) તૂ કજીઓ લડાઈને કાઢી નાંખ ને પાપના સંતાપને મટાડ દયા કરી ને નઠારી બુધ્ધિને પણ દુર કર અને દુઃખ કાઢીને સુખ આપ. (૪)

## પાઠ ૮ ભોજન. (૨)

આજ ભાઈ જે જમણ જમ્યા તેની વાત તમે સાંભળો કમોદના ચોખાનો ભાત બનાવ્યો હતો, અને દાળ ઘણી સારી ઊંચી જાતની હતી (૧) કહીને વલોવી કઢી બનાવી હતી અને સારાં વડાં નાંખી હતી ઘણી જુદી જાતના શાક તળ્યાં હતાં, અને બાસુદી, પુરી, ને દુધપાક એ બધું હતું. (૨) વેડમી, લાડવા સૌ હતાં, વળી તેની સાથે વડાં, કચોરીને કંસાર હતો. ભજીઆં ને ભાજી બ ણી સારી બનેલી હતી, વળી તેમાં શીરો ને રોટલી પ- ણ તેવીજ હતી. (૩) પાંચે પકવાનો પુરાં હતાં કે જે જમતાં ઘણીં મજા પડે. મોટા પાપડો અને તેની સાથે સે- વો હતી વળી તળેલા ચણાનો સ્વાદ સારો હતો. (૪)

## પાઠ ૧૨ નઠારા નિશાળીઆ વિષે (૩)

નઠારા નિશાળીઓ નિશાળમાં બધા આવી રેહે ત્યા રે પોતે આવે ને બધાના બેઠા પછી પોતે બેસે ને મેહેતાજી કેહે તે પ્રમાણે ચાલે નહી ત્યારે તે નઠારો 'છોકરો નિશાળે જઈ શું શીખે(૧)સાંજ પડી કે સુવાનું મન થા

પને પછી પોતાનો પાઠ વાંચતાં તેના પગ થરથર ધ્રુજ્યાં કરે છે લખતા બેસે તો,લીટા પાડે ને ભણવા માંડે તો જાણે બક બકાટ કરી જાય,ત્યારે તે નઠારો છોકરો નિશાળે જઈ તે શું શીખે? (૨) શબ્દની જોડણી પણ તેને આવડે નહી ને મનમાં ફીકર રાખે નહી ને તેથી તેને ઘણી ભુલો પડે, તે કજીઓ ભાગીને બધી એકઠી કરે ત્યારે તે નઠારો છોકરો નિશાળે જઈ શું સીખે(૩) તેના મેલા હાથ ને ચોપડી પણ મેલી કરે જેમ ઘેલી છોકરી બચકાં મોઢાં કરે તેમ નઠારે. નિશાળીઓ પોતાનું દફતર ગમે તેમ ઘાલી મોટું કરે તેના લૂગડામાં હજારો જુ આપણે જોઈએ ત્યારે તે નઠારો છોકરો નિશાળે જઈ તે શું શીખે.-(૪)

પાઠ ૧૩. નઠારા નિશાળીઆ વિષે. (૪)

નઠારા નિશાળીઓ મોટી મોટી વાતો કરે માટે નાના છોકરાઓ તમે તેની સંગત મૂકી દેઓ, જો તમે એમ કરશો તો કશી વાતનો છેડો આવવાનો નથી, તે નઠારો છોકરો નિશાળે જઈ શું સીખે (૫)

નિશાળમાં લટે ને વટે નહિં તો કંઈ આડી બાજુએ પડે ને પોતાનું બરૂ રૂપ બતાવે, ને તેને કોઈ શીખામણ દે તો કડવો ઝેર જેવો લાગે, તે નઠારો છોકરો નિશાળે જઈ શું શીખે (૬)

નિશાળમાં એ કર્મનો ફુટેલો મેહેતાજીને કાપર કરયા કરે ને છુટે ત્યારે વાંદરાની પેઠે કૂદકા મારે ને નાસી

જાય, તે છોકરો મા બાપને વાહાલો લાગે નહિં,ને નઠારો છોકરો નિશાળે જઈ શું શીખે (૭) ને તેને ઘણા જોર થી તમે નિશાળમાં ઘાલો તોપણ તે મૂર્ખો રહી રીતે શીખે નહિં ત્યારે ગમે તેમ ભીખ માગીને પોતાનો ગુજારો કરે, તે નઠારો છોકરો નિશાળે જઈ શું શીખે (૮)

## પાઠ ૨૦. માખીનું બચ્ચુ. (૫)

એક માખીએ પોતાના મુખથી બોલી જે મારા વાહાલા બચ્ચા હું જઈને આવું ત્યાંસુધી આકાશમાં ઉડાસ નહી(૧) ત્યાં ઉના પાણીના દેગડા ઉકળેછે તેની પાસે જે જાય ને નજર ચુકી જાયતો તે વખતે તરત ગરી જશે આ પ્રમાણે માખી બચ્ચને શીખામણ દઈને ગઇ ને બચ્ચુ પોતાની બુદ્ધી પ્રમાણે ચાલ્યું(૩)અને પછી બચ્ચું પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યું જે ઘરડા માણસો વેહેમ વધારીને વાતો ઘણી કરે છે. હું લગાર વારમાં જઈને આવું તેમાં મરૂ શેને(૪) એવો વિચાર કરીને ઉડી ગયું ને ઉકળતા પાણી પાસે ગયું એટલે તરત તમર ખાઈને પડ્યું ને મરી ગયું (૫)પછી જીવ જતી વખતે બોલ્યું કે જે છોકરા આવી રીતે ચાલે ને મા બાપનું માને નહી તેના નઠારા હાલ થાય (જુઓ) (૬)

## પાઠ ૨૭ પ્રાણી ઉપર હેત રાખવા વિશે. (૬)

જાનવરનું કોઈ વખત મન ભમે ત્યારે ગમે તેમ હરે ફરે, કોઈ માણસ તે બચારા જીવને નિર્દયપણે શૂળ

માં ગોચી દુઃખ દે છે; તે એવી રીતે કે તેના પગ તોડી ને તેમને છોડી મુકે, પછી તેના આંખ ફોડે. તેને જોડે મારી પછી તેને હથોડા વતી ધૂળમાં દાટે; એવું વગર સ્વાર્થનું નુકશાન કરે, બુધી વગરનો માણસ હોય તે ઝાડના મૂળમાં આગ લગાડી ખરાતો રેહે, માટે ભાઇઓ તમે ઇશ્વરથી બીહીને એવાં પાપ કરવા મુકી દેઓ, પ્રાણીઓના કુળમાં હેત રાખવા પ્રભુને પ્રેમથી યાદ કરો—જીવડાના પગ, પાંખ પકડી તેને તોડીને પછી ખુશી થઇ જોવાને મુકી દે. તેને કોઇ વખત ફાંસો ઘાલે પછી હાથ પગ તરફડે, કાંટાને સોયની શૂળી બનાવી તેમાં હાથ વતી પ્રાણીને ગોચી, પક્ષી ઉપર જે ગોફણ ફેંકે તે દુષ્ટ માણસ મનમાં જરાએ વિચાર કરતો નથી.

## પાઠ ૩૭ જગત કર્તા વિશે (૭)

જગતના બનાવનાર ઈશ્વરે પૃથ્વી ઉપર ઘણી સારી ચીજો પેદા કીધી છે, તેથી આ સુખ પામે છે તેનો ગુણ ગાવા બેસેતો પારજ આવે નહી(૧). પૃથ્વી પાણીને મોટા પર્વતો ને ઝાડીમાં આવેલાં જે ઘણાં ઝાડોછે.તેમ બળદો ઘોડાને જોરાવર હાથીઓના બેસવાના વાહન તે બેમાન જેવાંછે તે ઈશવરે બનાવ્યાછે(૨) ચંદ્ર,સુરજ અને તારાનો ચળકાટ, તે બધાનો ઠાઠ ઠીક બનાવ્યોછે; અને વખતે વખતના સુખનો સામાન કે ઈશ્વર તે માણસને વાસ્તેજ કીધોછે. (૩).

## પાઠ ૪૬ ગાય વિશે (૮)

ફાયદો કરે એવી શીંગડા વાળી ગાય પાણી પીવા જાય છે ઘાસ ખાય છે એનું કેવું રૂપ મજાનું છે તેને ચાર પગ ને ચાર આંચળ છે (૧) તેના પગની નીચે તળીએ ખરીમાં મોટા ચીરા છે એનો આકાર સારો છે તે તમે જુઓ તેના પૂછડા ને છેડે વાળ છે ને રોજ ગોવાળીઓ તેની સંભાળ કરે છે (૨) જ્યારે બેઠેલી હોય ત્યારે ડોક હલાવ્યા કરે છે કોઈ ધોળી રાતી હોયછે દોહોતી વખત એનું દુધ ઘણું સારૂં દેખાય છે ને તેના દહીં માખણ ઘીને બધું થાયછે (૩) પેંડા બરફી ને દુધપાકને ખીર ખાવા ધાક લાગતો નથી તે દુધનો થાય છે તેમ એનાથી બાસુદીને શીખંડ બને છે તે ખાવે તો પેટમાં ઠંડક થાય છે (૪)

## પાઠ ૪૭ ઈશ્વરની સ્તુતી વિશે. (૯)

જ્યારે હું શેહેર કે બજારની બહાર ફરવા નિશરૂ છું ત્યારે ઘણા ગરીબ લોકો મારા દીઠામા આવે છે. અને આખી પૃથ્વીપરના બધા લોકો દુઃખી જણાયછે. (૧) સર્વે સક્તિમાન ઈશ્વર મને જેજે બક્ષીસો કરે તે બધાનો પાડ હું શી રીતે વાળી સકીસ (૨) ઘણા લાચાર લોકો ભુખથી ઘેર ઘેર ભટકેછે પણ જોઈએ તેટલું તેમને અન આપ્યું છે. (૩) પૃથ્વી સમુદ્રને આકાશ અને પ્રભુ તારી જ લીલા ઝળકી રહી છે હું જ્યાં જોઉછું ત્યાં ભારે કામ

છે તેનું સર્વ ઠેકાણે વ્યાપક છે (૧) હે ઈશ્વર તને માન ઘટે છે હું તને હમેશાં યાદ કરૂં એવી શકતી મને આપ ને નિત્ય સારી રીતે નિતિથી ચાલું એવું કર ને મારા સઘળાં દુઃખ તું કાહાડી નાંખ

## પાઠ ૬૪. ઈશ્વરનો ઉપકાર. (૧૦)

રસ્તામાં ઉઘાડે શરીરે રઝળતા ઘણાં માણસોને હું જોઉ છું પણ મનેતો સઘળા શરીરપર નવા નવા રંગના તરેહે તરેહે વાળા લુગડાં મળેછે(૧)કેટલાએક ગરીબને રેહેવાને ઘરબાર મળતાં નથી; પણ મનેતો રેહેવાને ઘર અને રાતે સુવાને પથારીછે(૨)બીજા કેટલાએક નાનપણમાં થી મોટેથી નઠારા શબ્દ બોલતા શીખે છે ને જુઠા સોગન ખાય છે એવા તેઓ પાપી માણસ ગણાય છે (૩) બોધ કરવા થકી જ્ઞાન ઉપજ્યું ને મારા ઉપર પરમેશ્વરની મેહેરબાની છે; તો તેથી બીહીને હું સારા કામ કરૂં કે તે ઈશ્વર પોતે પ્રસન્ન થાય.

## પાઠ ૭૫. મિત્રાચારી વિશે. (૧૧)

વિદ્વાને વિદ્વાનબંને મિત્રો મળે. ત્યારે મોંઢેથી એક બીજા સારા શબ્દ બોલે અને પેહેલાં એક બીજાને નમસ્કાર કરીને પાણી પાય પછી પાન સોપારીની બીડી આપી શરીરની સુખાકારી પૂછે, પછી હાથ જોડીને કહેકે આપનું અહિયાં કેમ પધારવું થયું? પછી વાતચિત્ત કરી હેસાપાડીને હરખથી જુદા પડે વિદ્વાને વિદ્વાનની એક બીજાની પ્રીતી

થી તેમની દોસ્તીમાં તેમનું મન ખુશી રહે-(૧) મૂર્ખોને દોસ્તદારો જો મળ્યા તો તેઓ એકબીજાને ગાળ દઈ ગમત કરશે, અને આરસ પરસ લાત મારી વાતમાં મશ્કરી કરતાં જશે તેઓની દોસ્તીનું મૂળ એકે પોતે નીશા કરવી અને કરાવવી; ને રમત રમીને લડાઈ ટંટો કરીને ઘેર જવું તેઓ મોઢે મીઠા મીઠા શબ્દો બોલે ને મનમાં કપટ રાખે એવી મતલબના તેઓ સગા છે, એવા મુરખાની દોસ્તી કરવી તે કોઈ દહાડે જીવને નુકશાન પોહોંચાડે છે.

પાઠ ૮૧. જુગારી છોકરા વિષે. (૧૨)

છાકેલા છોકરા ઘણી ઠોકરો ખાઈને ઠગાયછે: ને તે રમનારા લોકોની સંગત કરેછે,ને ઘણી ઠોકરો ખાયછે. અને જ્યારે ભુતની પેઠે ભટકેછે. ને બાપ કહેછે કે એ નઠારો છો કરોછે. ચાર મુરખા બામડીઆ દોસ્તદારો તે સાઢ.પાની માફક કોઈવાર ટગેરાય છે. (૧)

જુગાર એ મોટો ખરાબ ગુણ છે એથી ઘણા લોકોને નુકશાન થાયછે. ને માણસને બાઝે તો છોડે નહી ને તે પાછો હઠે નહી, જૂગાર એ મોટો ખરાબ ગુણછે. તમે નક્કી સમજજો કે એમાં કાંઈ ફાયદો નથી, જે માણસ એને બાઝી રહ્યો તેનું જીવતર ફોગટ ગયું એમ સમજવું.

પાઠ ૯૩. કેફ વિષે. (૧૩)

દુનીઆમાં કેફી માણસની આબરૂ તથા શરમ નથી, તેથી તેનો કોઈ ભરોસો ગણી કામ સોંપતું નથી. જે માણસ

ભાંગ, અફીણ ખાતો હોય તથા બીજુ કાંઇ વ્યસન કરતો હોય, તેને કોઇ પોતાની છોકરી આપે નહીં. (૧) તેની સંગત કરતાં ઘણાં માણસો બીએ, ને એને આપણી લોકો બદનાઇ કરે, કોઇ માણસ કાંઇ વસ્તુ લઇ જાયતો કેફી માણસના ઉપર શક આવેછે.-(૨) કોઇ મોટા ઘરનો આબરૂદાર માણસ હોય તરત તેનો વીશ્વાસ કરતો નથી જે માણસ કેફ કરે તથા બીજુ વ્યસન કરે તે પાછળથી પસ્તાય છે (૩) કેફી માણસ કોનું બળતુ કોના ઉપર કાઢે ને જે પોતાને ખરાબ લત પડી હોય તેનો દોષ બીજાને મુકેછે; ને જ્યાં એકલો બેઠો હોયતો શરમાયછે. અને પોતાની નાતના માણસોને વધારવાને ઉપાય સોધે છે -(૪) માટે ભાઇઓ તમે ચેતી રાખો માટે એવા માણસની જોડે પ્રીતી રાખો નહિં જે બાપડી કેફીને પરણી તેના જીવતરને ધીકાર છે.-(૫) કેફી વસ્તુ (ભાંગ અફીણ, માજમ, નાડી, દારૂ,) વગેરેની સંગત કરો નહી કરશો તો તમારે અંગે બાઝી રહેશે, સાપ કેફ જળની રેલ એ ત્રણ સાથે રમત કરશો નહી સાપ કરડસે કેફ વળગશે, જળ બુડાડ શે -(૬)

પાઠ ૯૯. કેફ વિષે. (૧૪)

કદી કેફી વસ્તુ પીએ નહી ને વિચારી કામ કરીએ જેથી કરીને લોકોમાં માન વધે, ને નીત્ય રાજીમાં રહો કેફમાં સ્વાદ જરાએ નથી એવું નકી માનજો, એથી આપ

ણ. જીવને ઉલટું ચેન પડતું નથી ને સીધું કામ થતું નથી હું બરાબર કહ્યુંછે એવું તમે ખાતરીથી માનજો, જે કેફનું વ્યસન કરે તેની અકલ ઓછી થાય છે જ્યારે પાપનો ઘડો પાપથી ભરાય છે ત્યારે કેફી માણસ છપાય છે માટે વિચારીને જે માણસ કેફ છોડી દેશે તેનાપર પરમેશ્વર રાજી થશે-(૧)

કેફી માણસ કેફ કરીને બજારમાં આવ્યો એટલા માં તે સારેકે નઠારે ઠેકાણે પડી ગયો પણ તે નીચને ખબર પડી નહી, ને તેનું શરીર કાદવથી ભરાઈ ગયું, ને લુગડાને છેડે પૈસા મુરખે બાંધેલા હતા તે પૈસા ખોઈ બેઠો માટે દલપતરામ કવિ કહે છે કે તેણે પૃથ્વી બેશરમો થઈને મથે લીધી એવી રીતે નકામા ફજેત થઈ કેફી મા ણસે કેફ કીધી -(૨)

## પાઠ ૧૦૦. માણસ ઉપર હેત રાખવા વિષે. (૧૫)

અરે ભાઈ ભાઈ તમે બધાની સગાઈ રાખો જેવા ભાઈ બહેન હળી મળીને ચાલેછે. ને લડાઈ માણસમાં જણાય નહીં તેમ લડચા નહીં એવી માણસાઈ પકડીને અને લુચ્ચાઈ ઠગાઈ છોડીને, ભલાઈની વાસના મેળવી તમે શત્રુ તાઈ તજી મનમાં મિત્રાઈ રાખો તો તમને સુખથાય એવુ માનમજો ને દુઃખદાયક અદેખાઈ વારો મટી જાય માટે મી ઠા મીઠા શબ્દ બોલો કે તેથી તમારા શરીરમાં સુખથાય.

## પાઠ ૧૦૬. અટકચાળી જીવો. (૧૬)

જે અટક ચાળો છોકરો હોય તે જે ઠેકાણે જઈને બેસે ત્યાં અટકચાળા કરે છે (૧) ને કલમ, કાગળ ચપ્પુ જે વસ્તુ દેખે તે ઝડપથી ખાઝી પડતો (૨) ને કોઈનો માને નહી અને કશુંએ ધાનમાં લે નહી ને તેને એકજ દીવસમાં બધી સમજણ આવી ગઈ (૩) ઘરડો માણસ ચશ્મા, દાબડી મેલીને માળ ઉપર ગયો એટલે હરખ ભેર તે અટક ચાળા છોકરે ખુશીથી લીધી (૪) ને તે ચશ્મા જીવા એ નાક ઉપર ચડાવ્યાં ને પગ વતે દાબડી ધારીને જોવાલીધી. (૫) તે દાબડીનું ઢાંકણું ઘણા જોરથી દીધેલું હતું તે ઉઘાડવાનેઘણું જોર કર્યું ને જોરથી પડયું ને અવાજથયો (૬)ને પછી તેના મોં ઉપર તપખીર થઈ રહી એટલે ફાંકડો ફાંફાં મારવા લાગ્યો. ને ધીરજ રાખીસકયો નહીં (૭) નેપછી ચશ્મા છાના ચોક માંનાંખ્યા ને છીંકોખાવાલાગ્યો નેપાકીને ગભરાયો એટલે થુ થુકરી પછીતે રડવાલાગ્યો. (૮). જો તે આંખ વા જાયછે. તો આંખે તે આંધળો થાયછે ક એ છોકરાને જોયો. ને ચશ્મા ભાગી ગયા પછી તે ડોસાએ ધમકી દેઈને કહ્યું કે થઈ ને વળી નુકસાન થયું. તો તે લાડકવાયા જીવાનું એજ મતાનોછે.

પરાં થઈ પડયાં દાબડીએ દાટવાળો,

તાની છાંટ ગાનીમાં કોઇ દહાડો પણ એવો ધાટ બનાવ્યો નહિ (૧૧)

### પાઠ ૧૦૯. ઋતુઓનું વર્ણન. (૧૭)

જ્યારે ટાઢની મોસમ બેશેછે ત્યારે ઠંડો પવન વાયછે ને પાન ખર (ઋતુમા ઝાડના પાંદડા ખરી જાય છે તે વારે મર્ગી પેદા થાય છે શીયાળે ગોળ થાય છે તથા કપાસ ક-ડાળ પાકે છે ને લોકો શરીરે તેલ લગાવે છે તથા પા-ન ખાય છે (૧) મોહોટા લોકો દગલી પેહેરે છે તથા સા-લ ઓઢે ને ગરીબ લોકોના પગને ગાલ ફાટી જાય છે ને એ મોસમમાં દાહાડો નાનો ને રાત લાંબી હોય છે. ને શીયાળાની ખોરાકી થી જોર આવે છે -(૨) તાપ ની મોસમમાં પાણી ઊંડા પેસી જાય ને નદી સરોવર જળ સુકાઇ જાય,ને ઝાડને સરવે નવા પાંતરાં આવે અને ફાયદા કારક કેસુડાના ફુલ થાય-(૩) હોજ,ફુવારાને મોટા બાગ ઘણા સારા લાગે તે ચંદન, પંખા વહલા લાગે એ ...મમાં કોપલટોકા કરે છે અને તાપ પડે છે તે એવો ...ા પડું નથી-(૪) વરસાદની રૂતું આવે છે ... લાગે છે ત્યારે આખી પૃથ્વી પરની જમી ...મ પડે છે અને ખેડુતો ખેતરના કામ ...છે-(૫) ચપા ચંબેલી, જુઇ જાય, તે ...ખબાફુલ સારા ખીલી નીકળે છે એમા ...છત્રીઓ હોય છે-(૬) બેસવાને વાસ્તે

ફોચકો ને ખાટલો તથા ચાલવાને પાવડીઓ હોય છે.

## પાઠ ૧૩૬. લોભ ને સંતોષ વિષે કવિતા. (૧૮)

લોભ કરવાથી બધો ચાલતો વેહેવાર બંધ થઈ જાય છે અને લોભથી ઈજત આબરૂ ઓછી થાય ને લોભથી હેત પ્રીતી પણ વધે નહી-(૧) લોભથી ભારવકર રહે નહી ને લોભથી વેહેવાર ચાલે નહી ને લોભથી સઘળા ગુણો છપાય ને ભારે હલકો થાય-(૨) ને લોભથા વીદ્યા પંકાય નહી ને પુન્ય કરેલું જતુ રહે જે તેથી ગુણ બધા કાંટા સુળ જેવા જાણવા અને લોભ સઘળા પાપનું મુળ જાણવું-(૩) બંને લોકોમાં બુડાડે એવો લોભ છે તેમાં ઘણી દીલગીરની વાત છે લોભ કરવા વીષે દોષ કહેલા છે પણ થવાનો માગંતો સંતોષ છે-(૪) ને જેસદા આનંદી છે તેને ઘણું માન મળે છે સંતોષી નર સદાએ સુખી રહે છે સંતોષ રાખનારને શેની ખોટ છે

પુરૂં પુન્ય છે-(૫) સંતોષીને રાજા જેવા

તેને ખાવાને બધું ધાન્ય મળે છે સંતોષી

જ છે નહી તો પછી ગાંડો થાય ને

નહી-(૬)

## પાઠ ૧૪૨. અમદાવાદના ભદ્ર

ભદ્ર તે આખી દુનિઆના લે

સૌથી સારો અર્થ છે પણ કોણ જાણે શા કારણે કાળાશ થી ભદ્ર નજરે ખીપામણું દેખાય છે-(૧) તો કહે કાળાં મોંઢા વાળા એટલે કાળા કામના કરનારા માંહે રહે છે તે કારણ કાળશથી ભદ્ર ખીપામણું નજરે પડે છે-(૨) જેની આખરૂ ઘણી છે એવા માણસ દુનીયામાં તેવા માણસ થી ભરેલી ઉજલી પુસ્કશાળાનો -(૩) કાચાકાચ જેવા કે જેનામુલ્ય રત્ન થાય અને કારમી કિમ્મત પામે એવી તુ આ ઈંગ્રેજી નિશાળનો-(૪)સ્વર્ગ, નર્ક,ને આ લોકના રસ્તા ખધા સહેલા છે તે રસ્તા જવાની એવા ત્રણ દરવાજા ઉ પમા આપી છે-(૫)જાહાં કે સુખની મનરાજી થાય એવી ખધી સામગ્રી મળે એવો તુ જુકિતથી જો કે આ કારજ કેવો ખન્યો છે-(૬) આખો દાહાડો સુકરવારને દીવસે આ ઠેકાણે સારી શોભા ખને છે.અને ઘડી દાહાડે સા રી ગુજરી ભરાય છે-(૭) આતો અમદાવાદમાં મનરંજન થઈ જાય એવું ઠેકાણુંછે તે જોતાં મનમાં કવિ દલપત રા ણો હરખ પામ્યો.-(૮)

## બિયાની વાત ભાગ ૨ જો. (૨૦)

પાર નહી ત્યાં માન આવકાર જતો હરેક વાતની તૃષ્ણાથી સદા તરસ્યો થી તરપત થતો નથી.

## ને હલકો ન ગણેવો. (૨૧)

ાર તે પરમેશ્વરની પ્રજા છે અનેઆ

પણ એક કુટુંબનાને તે એક બાપની પ્રજા છે-(૧) તેમાં કોઇ શરીરે કાળા અને કોઇ ગોરા હોય છે. તેમ કોઇ ગરીબ ને કોઇ પૈસાદાર હોય છે પણ બધાને સરખા જાણવા હલકા ગણવા નહી. (૨) કોઇએ અવગુણ કરેલો હોય તેને બદલે ગુણ કરવો એ સારા માણસનું લક્ષણ છે કેમકે જુઓ કે જ્યારે સૂખડને સળગાવીને બાળી મુકીએ ત્યારે માંહેથી સારી ખુશબો નીકળે છે. (૩) તેમ જ નાનું બાળક જરા વાળ ખેંચે તો રીસ ચડતી નથી તેમ કાંઇ અણસમજુ માણસ નુકશાન કરે તો આપણે દીલમાં દયા રાખવી. (રીસ કરવી નહી) ૪.

સમાપ્ત.

# જાહેર ખબર

નીચે લખેલી ચોપડીઓ મારી પાસે તપાસ કરવાથી રોકડી કિંમતે મળશે દશ રૂપીયાથી વધારે રાખનાર ઘરાકોને દશાંશ કમીશન તથા પોરટેજ આપવામાં આવશે.

| | રૂ.આ.પૈ. |
|---|---|
| કવિતા રૂપ હિંદુસ્તાનનો ઇતિહાશ | ૦-૮-૦ |
| વ્યહારો પયોગીનાટક | ૦-૫-૦ |
| કવિતા સંગ્રહના અર્થ બીજી આવૃતી | ૦-૩-૦ |
| હિંદુસ્તાનનો ઇતિહાશનો સંક્ષેપ | ૦-૫-૯ |
| ચોથા ચોપડીના અર્થ | ૦-૩-૬ |

પાંચમી તથા છઠી ચોપડીના અર્થ છપાય છે